૨૨૯૫

# ખ્રીસ્તી ધર્મની સત્યતા.



પહેલી આવૃત્તિ.

અમદાવાદ મીશન પ્રેસ.

ઈ. સ. ૧૮૮૪.

પ્રત ૩૦૦૦. કિંમત એક પઇ.

૨૨૯૫

# ખ્રીસ્તી ધર્મની સત્યતા.



ખ્રીસ્તી ધર્મની સાચાઈના પ્રમાણો અગણીત છે. તે પરથી તે ધર્મ પરમેશ્વર તરફથી છે એવું સાફ સિદ્ધ થાયછે. તેઓ-માંની એક મોટી સાબીતી તે ઈસુ ખ્રીસ્તનું ચરિત્ર છે. તે વિશે ટુંકામાં આ નાની ચોપડીમાં લખીએછિએ. માથીની સુવાર્તા ઈ. સ. ૬૪ માં, ને માર્ક તથા લુકની સુવાર્તા એ પછી કેટલાંક વર્ષ ઉપર લખાઈ; ને યોહાનની સુવાર્ત્તા પહેલા સૈકાની આખરમાં લખાઇ. એ ગ્રંથો જેવાં તે વખતે હતાં તેવાં ને તેવાંજ હાલ પણ છે, એ વાત ખ્રીસ્તી ધર્મના સહુથી મોટા વેરીઓએ પણ, ઘણી તપાસ કરયા પછી, માની લીધીછે.

હવે જરા આ વાત પર ધ્યાન આપવું જોઈએ કે, આ ચાર જણ પોત પોતાનાં ગ્રંથોમાં ઈસુ ખ્રીસ્તનું એવી રીતે વર્ણન કરેછે કે, તેમાં માણસપણાના સર્વે લાયક ગુણો છતાં પણ તે બધાં માણસો કરતાં અતિ શુદ્ધ તથા પવિત્ર હતો. આ સુવાર્તાઓમાં ઈસુની બાલ્યાવસ્થાનો વિસ્તાર બહુજ થોડો વર્ણવેલો છે. તે જેટલો છે તેટલા પરથી પણ સ્પષ્ટ રીતે જણાય છે કે, તેમાં જુઠાઈ તથા માનવકલ્પીત મેળવણી જરા પણ નથી. કેમકે કોઈ પણ ગ્રંથ રચનાર, ગમે તેટલો હુશીયાર હોય, તો પણ કોઇ કલ્પી કહાડેલો છોકરો, જેને તેણે પોતાના મનમાં પવિત્ર તથા નિર્દોષ ધારેચો હોય, તેના વિશે કદી એવો સફાઈ ભરેલો તથા અનુક્રમ પ્રમાણે ઈતિહાસ

લખી શકતો નથી. તેના બાળપણાની હાલતને પડતી મુકીને જો આપણે તેના બાકી આયુષ્યની હકીકત પર જરા પણ વિચાર કરીએ તો આપણને સાફ રીતે માલમ પડશે કે, ઈસુ ખ્રીસ્ત એક મોટો ચમત્કાર કરનાર, બોધક, ડાહ્યો, નિયમશાસ્ત્રને અનુસરીને ચાલનાર તથા નમ્ર સ્વભાવવાળો માણસ છે. અને એમ છતાં પણ ચારે સુવાર્ત્તામાં તેના વિશે લખેલી હકીકતમાં જરા પણ મેળવણીનું નામ નથી.

૧. તેના ચરીત્ર પરથી એવું માલમ પડેછે કે તે કોઇને નુકશાન પહોંચાડે એવો હતોજ નહિ. તેણે કોઈ પણ માણસને લગાર પણ દુઃખ દીધું નહોતું. આ વાત તો ખરીછે કે લોકો તેનાથી નાખુશ થતા હતા. પણ એ તો માત્ર તેમના ભુંડા સ્વભાવને લીધે, એટલે, તેની ગરીબાઇ તથા તેઓનો અભિમાન, તેની મહેરબાની તથા તેઓનો સ્વાર્થ, તેની ભલાઇ તથા તેઓની ભુંડાઇનો મુકાબલો કરીને તેમના મનોમાં બહુજ દ્વેશ ઉત્પન્ન થતો હતો, ને રીસ ચડતી હતી. પણ તેમાં વાંક તેઓનોજ હતો.

૨. તે નિષ્પાપી હતો. ખ્રીસ્તી લોકોનો પૂરાતન કાળથી એજ દાવો છે કે, ખ્રીસ્તમાં પાપનું નામ તથા નિશાણી જરા પણ ન હતી. તેના નિષ્પાપીપણાની સાબીતી નિચે પ્રમાણે છે.

(અ) જ્યારે ખ્રીસ્તના શત્રુઓએ તેને પીલાતને સોંપીને તેના પર તરેહ તરેહના ગુનાહનાં તહોમત લગાડી ચૂક્યાં ત્યારે પીલાતે પોતાના હાથ ધોઇને કહ્યું, "હું એ ન્યાયીના લોહી સંબંધી નિરદોષી છું."

(આ) વળી ખ્રીસ્તે પોતે પણ એવો હક્ક ધારણ કરીને કહ્યું કે, તમારામાંનો કોણ મારા પર દોષ મૂકી શકેછે. કેમકે હું સદા જે વાતો મારા બાપને ગમેછે તેજ કરૂંછું. તેણે પોતાના આખા આયુષ્યમાં કદી હું પાપીછું એવું કબુલ કીધું નહિ, ને પાપને સારૂ જેમ માણસ સાધારણ રીતે પાપથી દુ:ખી થાયછે તેમ તે થયો નહિ. સહુથી મોટા અધર્મી પણ એવું સાફ કબુલ કરેછે કે, તે નિરદોષ હતો ને એને લીધે તેઓ તેને માન તથા આબરૂ આપેછે ને તેને એક જુદા પ્રકારનો મનુષ્ય ગણેછે.

(ઈ) એ ઉપરાંત એ પણ વિચાર કરવો જોઇએ કે, તે એવો વખત તથા એવી સભાના લોકોમાં રહેતો હતો કે જ્યાં ધર્મ માત્ર પક્ષાપાત રીતે મનાતો હતો, ને લોકો બહુ જુલમ તથા અન્યાયમાં તથા અનેક પ્રકારની દુષ્ટાઇમાં પડેલા હતા તેઓ-માં પણ તે નીષ્પાપી દેખાયા હતો.

(ઉ) વળી શેતાને પણ ભારે પારીક્ષણમાં તેનાથી પાપ કરાવવાને ચાહ્યું તો પણ તેનું કાંઇ વળ્યું નહિ.

૩. તે માત્ર નિષ્પાપી હતો એટલુંજ નહિ પણ પોતાના બધા ગુણોમાં શુદ્ધ તથા સંપૂર્ણ હતો. તે એટલી બધી પ્રીતિ દેવ પર રાખતો હતો કે, પરમેશ્વરની ઇચ્છા પૂરી કરવી એ મારૂ અન્ન છે એવું તે સમજતો હતો. અને મરવા પહેલાં પણ તેણે કહ્યું કે, "ઓ બાપ હું તારો ઉપકાર માનુંછું કે જે કામ તેં કરવાને મને આપ્યું તે મેં પૂરૂં કીધું છે." વળી તે માણસ પર પૂરી રીતે પ્રેમ રાખતો હતો. તે પૂરો પ્રેમી હતો. તેનું કામ એજ

હતું કે સદા પોતાની ચાલચલગત તથા ઉપદેશ વડે લોકોને લાભ પહોંચાડે, ને તેમની સેવા કરે. ભાંગેલા મનવાળાને શાંતી આવી, આંધળાઓને દૃષ્ટિ દેવી, ભાતભાતના રોગોને ટાળવાં, મુએલાંને જીવતાં કરવાં, ને લોકોનાં પાપને બદલે પોતાનો જીવ અર્પણ કરવાં, એથી વધારે બીજો કયા મોટો પ્રેમ કહેવાય.

૪. આ દુનીયામાં એવો એક નિયમછે કે મોટા લોક પોતાની પદ્વી તથા આબરૂ સાચવેછે, ને જો કોઈ તેમનું જરા પણ અપમાન કરે તો તેમની પદ્વીને લીધે બદલો વાળવાનું કરે, પણ ખ્રીસ્તનું મન એવું નહોતું. તે મોટો હતો તો ખરો, પણ નમ્રતાવાળાઓમાં પણ પહેલા દરજ્જાનો હતો. લોકોએ તેને હજાર પ્રકારે દુઃખ દીધું પણ દલગીરી ભરેલો એક શબ્દ પણ તેના મુખમાંથી નિકળ્યો નહિ; એટલુંજ નહિ પણ તેનું ભુંડું ચાહનારાઓને જેમ તે ઉપદેશ આપતો હતો તેમજ તેઓને માફી પણ આપતો હતો. એટલા સુધી કે જ્યારે વધસ્તંભ પર લોકો તેની મસ્કરી કરતા તથા મેણાં મારતા હતા ત્યારે તેણે સાફ કહ્યું કે, "ઓ બાપ તેઓને માફ કર, કેમકે જે તેઓ કરેછે તે તેઓ જાણતા નથી."

૫. તેમાં ભીન્ન ભીન્ન જાતના ગુણો જાણે એક બીજાથી ઉલટા હોય એવા હતા; જેમ કે, મોટાઈ તથા નમ્રતા, જગતનો ત્યાગ તથા લોકો સાથે સહવાસ, પોતાનો નકાર તથા બીજાના સુખ દુઃખમાં ભાગ્યાપણું, પાપ પર પૂરી રીતે કંટાળો તથા પાપી પરની પૂરી પ્રીતિ, આતુરતા તથા તેની સાથે વળી પૂરૂં ડહાપણ તથા પોતાના સ્વભાવને વશ કરવો, એવા એવા ગુણો તેમાં હતા.

૬. તે આશ્ચર્યકારક ઉપદેશક હતો. જો કે, તે કોઈ પણ પાઠશાળામાં કેળવણી પામ્યો નહોતો તો પણ તેના ઉપદેશથી તથા વાતચીતથી બધા પંડિતો અચરતી પામતા હતા.

(અ) તે આકાશી જ્ઞાનની વાતો, જે વડે લોકોને લાભ મળે, એ વગર બીજો ઉપદેશ આપતો નહોતો.

(આ) તેના ઉપદેશાની ઉત્તમતા નીચેની વાત પરથી માલમ પડેછે:—શત્રુ સાથે પ્રેમથી વર્તવું, ભુંડા લોકોની ભલાઇ કરવી, ખોટી રીતે વર્તનારાઓનું ભલું તાકવું, ને પોતાને સારૂં લાગે તેજ બીજાઓને વાસ્તે ઇચ્છવું; એવો તેનો ઉપદેશ હતો. ટુંકામાં એના ઉપદેશાનો સાર આ છે કે, "સંપૂર્ણ થાઓ."

(ઈ) તેનો ઉપદેશ એવો હતો કે તેમાં ફેરફાર તથા સુધારો કરવાની કંઈ જરૂર ન પડે. જે ઉપદેશ માણસ ગોઠવેછે, તેમાં હમેશાં ફેરફાર કે સુધારો કરવો પડેછે. જેવાં કે, અંગ્રેજ લોક આજ કાલ વિદ્યા તથા બુદ્ધિમાં વધી ગયાછે, તો પણ તેમના કહાડેલા નિયમોનો હમેશાં ફેરફાર થાયછે. પણ ખ્રીસ્ત, જે છેક અજ્ઞાનતારૂપી અંધારાના વખતમાં જન્મ્યો હતો ને સાધારણ લોકોની રીત પ્રમાણે કેળવણી પામ્યા નહોતો, તેના કરેલા ઉપદેશમાં કંઈ પણ વિકાર નહોતો. હા, ખ્રીસ્તનો ઉપદેશ એવો છે કે, જગતના બીજા ઉપદેશાને ઝાંખે. કરે, ને સર્વ જમાનાના લોકોને વાસ્તે ઉપયોગી થઈ પડે એવોછે.

૭. તેણે પોતા વિશે જે હકો ધારણ કર્યા તે એવા છે કે આજ સુધી કોઇએ પણ ધારણ કર્યા નથી. તે પોતાને

"માણસનો પુત્ર" કહેછે તો ખરો, ને આપણ માણસ જાતના સર્વ ગુણ તેનામાં છે; તો પણ હું પરમેશ્વરનો પુત્ર છું એવો હક ધારણ કરેછે, ને કહેછે કે, આકાશ તથા પ્રથ્વીનો સઘળો અધિકાર મારોછે. હું તથા પરમેશ્વર એક છુઈએ. પરમેશ્વર મારો પિતા છે. હું આકાશથી છું. હું દેવ પાસેથી આવેલો છું. મારે નામે બાપ્તીસ્મા લ્યો. હું તથા મારો બાપ આવીશું, ને વિશ્વાસ કરનારના અંતઃકરણમાં રહીશું. હું વિશ્રામવારનો ધણી છું. પાપ માફ કરી શકુંછું. હું ન્યાય કાળે ફેંસાફ કરીશ. હું જગતનું અજવાલુંછું. મારી પાસે આવો. હું આકાશનું રાજ્ય આ જગતમાં સ્થાપીશ. હું લોકોને પાપથી તારીશ. હું લોકોના અંતઃકરણોમાં રાજ્ય કરીશ." જો આપણે કંઈ વધારે ન કહીએ, તો પણ એટલું કહેવું ગેરવાજબી નથી કે, કોઈ પણ સાધારણ માણસ જ્યાં સુધી તેનું મગજ ઠેકાણે હોય ત્યાં સુધી એવા એવા હક ધારણ કરી શકે નહિ.

૮. જેવાં કામ તેણે કર્યાં એવાં કામ કોઈ બીજા માણસથી થાય નહિ. તેણે મુએલાંઓને પોતાના સામર્થ્યથી જીવતાં કર્યાં, પક્ષાઘાતીઓને સાજા કર્યા તથા કોઢીઆઓને માત્ર બોલવાથી શુદ્ધ કર્યા. એક બાયડી તેના લૂગડાની કોરને માત્ર અડકવાથી બહુ સખત રોગથી એકદમ સારી થઈ. પવન તથા પાણી પણ તેની આજ્ઞાને આધીન હતાં ને તેની ધમકીથી એકદમ શાંત થઈ ગયાં. ભુત આત્માઓ તેના નામ તથા પરાક્રમ વડે માણસમાંથી નિકળી ગયા. અર્થાત્ તે પોતાના કામો વડે

આખી સૃષ્ટિનો ધણી માલમ પડે છે. પરાક્રમ માત્ર જાહેર કરવા સારૂ તેણે કોઈ પણ કામ કર્યું નહિ. એ ઉઘાડું છે કે, માણસ બીજા આગળ પોતાને પ્રસિદ્ધ કરવા સારૂં કંઈને કંઈ કરતો રહેછે. પણ ખ્રીસ્ત એવો નહોતો. તે સર્વદા કોઈને આત્મીક અથવા દેહિક લાભ પમાડવા માટે ચમત્કાર કરતો હતો. આ પણ એક નવાઈ જેવી વાત છે.

હવે આ મજકુર સઘળી બીના ઉપર ધ્યાન આપવાથી એક એવો સવાલ નિકળે છે કે, શું, આ ઉપરની સઘળી વાત ખરીછે કે બનાવટની છે? જો તમે એમ ધારો, કે આ વાત માત્ર બનાવટની તથા કલ્પેલી હશે તો પણ ગાલીલના અજ્ઞાની માછીઓ એવી કલ્પેલી તથા બનાવટની, જે આજ સુધી કોઈને પણ સુઝી નથી, એવી વાતો તેઓ ગોઠવે એ કેમ કરીને મનાય? તેઓને કોરે મૂકો. આવી કલ્પેલી તથા બનાવટની વાતો લખવાને કોઈ મોટામાં મોટા પંડીતમાં પણ શક્તિ નથી. વળી આપણે યાદ રાખવું જોઈએ કે, આ વાત લખનાર માત્ર એક માણસ છે કેવળ એમ નહિ, પણ જુદી જુદી પદવી તથા દરજ્જાના, એક બીજાથી વેગળા રહીને, બીજા કોઈની મદદ વિના, લખનારા એવા ચાર પૂરૂષ હતા. તો હવે કેમ બની શકે કે, ચાર માણસોના મનમાં એવી સરખીજ કલ્પેલી વાતો ઉત્પન્ન થાય, ને તે વળી એકજ માણસ સંબંધી હોય. એ પણ ધ્યાનમાં લેવા જોગ વાત છે કે, જે વખતમાં આ ચાર ઈતિહાસ પ્રગટ કરવામાં આવ્યા તે વખતમાં ખ્રીસ્તી ધર્મના સેંકડો તથા હજારો વેરી હતા, ને તેઓ એવા હતા કે,

જેમ બને તેમ આ ધર્મનું મૂળ ઉખેડવા તઇયાર હતા. તો એમ કેમ થયું કે આ ધારેલા તથા કલ્પેલા ઇતિહાસોને વિરૂદ્ધ તેઓ એક શબ્દ પણ બોલ્યા નહિ, તથા તેમને વિરૂદ્ધ કંઈ લખ્યું નહિ. પણ ઉલટું તેમના છાના રહેવાથી સિદ્ધ થાયછે કે, તેઓએ આ બધી વાતો માની લીધી હતી. એ ઉપરાંત તે વખતના અધીકારી સંબંધી તથા તેમને વિરૂદ્ધ ઘણીખરી વાતો આ ગ્રંથોમાં લખેલી છે. જો આ વાતો ખરી ન હોય તો શા વાસ્તે તે કાલના અધીકારીઓએ આ જુઠ સંબધી તપાસ કરીને આવા જુઠા તોફાની ઇતિહાસકર્ત્તાઓને શિક્ષા આપી નહિ? એ પણ યાદ રાખવું જોઈએ કે, જો ખ્રીસ્તના જીવન ચરિત્રની વાતો એક કલ્પેલી કહાણી હોય તો એ કહાણી પણ અજાયબ જેવી છે,ને તે ચમત્કારથી કાંઇ ઓછી નથી. કેમકે કોઇપણ કહાણીથી જગત ઉલટપાલટ થયું નથી. પણ આ એવી કહાણી છે કે જેથી જગતમાં કેટલું બધું ઉલટપાલટ થયું છે. માટે આ પરથી એવું સિદ્ધ થાયછે કે જે કાંઈ આ પુસ્તકોમાં લખેલી બીના છે તે ખરી તથા સત્ય છે.

જે ધર્મની સત્યતા એવા ભારે તથા સંપૂર્ણ પ્રમાણોથી સાબીત થઈ હોય, તો, હે પ્રિય વાંચનાર! તું પણ તે પર પૂરી રીતે લક્ષ આપે, ને તેને સાચી માનીને અંગીકાર કરે, એ શું ઘણી અગત્યની વાત નથી? આ કરતાં વધારે સત્ય શોધવાને બીજા કયાં પ્રમાણો હોય? તમે પોતેજ ઇનસાફ કરો ને કહો. “ સઘળાને પારખો, જે સારૂ તે રાખો”. ૧.થેસા. ૫; ૨૨.



# ન્હોતરૂં.

આ ચોપડી વાંચનારને પ્રભુના માર્ગ વિશે વધારે જ્ઞાન લેવું હોય, તો તેણે કોઈ ઉપદેશી પાદરી સાહેબને શોધી કહાડીને પોતાનો મનોરથ સાધન કરવો જોઈએ.

રાજકોટ, ઘોઘા, બોરસદ, સુરત, અમદાવાદ, મુંબઈ, ઇત્યાદીમાં હરકોઈ ઉપદેશી મળશે.